

# દેવકન્યા

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**બાપુલાલ બી. નાયક.**

મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલિક.

સયાજી થીએટર, વડોદરા.

આવૃત્તિ ૬ ઠ્ઠી પ્રત ૫૦૦૦



સંવત ૧૯૭૯ સને ૧૯૨૩

# નાટકનાં પાત્રો.



## પુરૂષ વર્ગ.

રાજર્ષિ....... . ...દેવકન્યાના પિતા.

પૃથ્વીસિંહ........... ....પ્રભાવતીના પિતા.

કેસરીસિંહ .. . ...દેવકન્યાના સસરા.

કિશોર...... .... કેસરીસિંહનો કુંવર

ધર્મોધ્યાય, તપસ્વી, તાંત્રિક, બ્રહ્મચારી વગેરે.



## સ્ત્રી વર્ગ.

દેવકન્યા ... ........રાજર્ષિની પુત્રી

વનમાળા..... ...... .દેવકન્યાની મોટી બ્હેન.

રાણી ....... ........ પૃથ્વીસિંહની સ્ત્રી

પ્રભાવતી..... .........તેની કુંવરી

મોતી . . ..........તપસ્વીની સ્ત્રી

મંજુ................. ..બ્રહ્મચારીની સ્ત્રી

# દેવ કન્યા

## નાટકનો ટુંક સાર.

### અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો**—પ્રભાવતી યોગ્ય ઉમરની થવાથી પૃથ્વીસિંહ તથા રાણી તેના લગ્ન સંબંધી વાતચીત કરે છે રાજા કુવરીના મનની વાત જાણી લેવાને રાણીને કહે છે કુવરી પોતાની ઇચ્છા કિશોરને પરણવાની જણાવે છે અને તેની છબી છાતીમાં મૂકી હતી તે કાઢી બતાવે છે અને એનેજ પરણવાનો આગ્રહ બતાવે છે છેવટે નાળીયેર તથા લગ્નોત્રી લઇને બ્રાહ્મણને મોકલે છે

**પ્રવેશ ૨ જો**—કેસરીસિંહ પાસે તેનો પુત્ર કિશોર દિગ્-વિજય કરીને આવે છે. એટલામાં પ્રભા-વતીનુ નાળીયેર આવે છે કિશોર તેને પરણવા નીકળે છે

**પ્રવેશ ૩ જો**—દેવકન્યા અને વનમાળા વચ્ચે સંસાર સબધી વાતચીત. સ્ત્રીનો ખરો ધર્મ તો પતિસેવાજ છે. એમ દેવકન્યા વનમાળાને સમજાવે છે. પણ તેને યોગ પ્રત્યે કંઇક મોહ હોવાથી એ વાત તેને રૂચતી નથી એટલામા કિશોર ફરતો ફરતો આવે છે અને દેવકન્યા તથા વનમાલા રાજર્ષિએ આ-પેલી ગોળી મોમા મૂકી અદશ્ય થઇ જાય છે

પ્રવેશ ૪ થો—બ્હેનથી છુટી પડી દેવકન્યા કિશોરની અવસ્થા જોતી આવે છે દેવકન્યા તથા કિશોરનો પ્રથમ પ્રેમ પ્રસંગ. વનમાળાના કહેવાથી રાજર્ષિ ત્યા આવી અંતઃકરણનાં લગ્નજ ખરાં લગ્ન હોવાથી, દેવકન્યાનો તથા કિશોરનો હસ્તમેળાપ કરે છે આવી રીતે દેવકન્યા સંસારમાં જોડાય છે અને વનમાળા ગંગાને કાંઠે તપ કરવા જાય છે, રાજર્ષિ હિમાચલમાં તપ કરવા ચાલ્યા જાય છે

પ્રવેશ ૫ મો—પ્રભાવતીને ખબર મળે છે કે કિશોર તો વચમાથી દેવકન્યાને પરણીને પોતાને દેશ પાછો ગયો. તેની નિરાશાનો પાર રહેતો નથી. એટલામા એક દાસી તાંત્રિકને બોલાવી લાવે છે તાંત્રિક પ્રભાવતીને તેનું દુઃખ દૂર કરવાનુ વચન આપીને કુંવરના બાપ તરફ જાય છે

પ્રવેશ ૬ ઠ્ઠો—ગોરને કુંવરીએ કાઢી મૂકવાથી તે ઘેર આવે છે ત્યા તેના દીકરાઓને કમાવા તથા પોતાની ચાકરી કરવા કહે છે, એકેય તેનું માનતો નથી, નાનો દીકરો બ્રહ્મચારી થઇ જવા ન્હાસી જવા જાય છે તેને પરણાવવાની ધામધૂમ થાય છે તે ન્હાસી જાય છે.

પ્રવેશ ૭ મો—દેવકન્યાના સાસરીયામાં જઇ, તેના સસરાને મંત્રના પ્રભાવથી ચમત્કાર દેખાડી, તાંત્રિક પોતાનો વિશ્વાસ બેસાડે છે. પછી એક નિર્દોષ બાળકનું ખૂન કરી તેના હાથ તથા માથું લઇ દેવકન્યાના સુવાના ઓરડામાં

મૂકી આવે છે અને એમ ઠસાવે છે કે દેવ-
કન્યાને જક્ષણીની સાધના છે, તેથી એ નૈવેદ્ય
ધરી મનુષ્ય માંસ ખાય છે. પોતાની રૈયતનાં
બાળકના ખૂન કરનાર પોતાના દીકરાની
વહુને પકડી કેસરીસિંહ સજા કરવા નિશ્ચય
કરે છે

પ્રવેશ ૮ મો—આજે દેવકન્યાના મહેલને ફરતી સખત ચોકી
છે છતા તાંત્રિક મંત્ર બળથી મહેલમાં પેસી
ફરીથી દેવકન્યાના સુવાના ઓરડામાં બાળ-
કનુ માથુ મૂકી આવે છે તાંત્રિક રાજાને
બોલાવી લાવી બાળકનું માથુ બતાવે છે.
દેવકન્યા ગુન્હેગાર ઠરે છે. કેસરીસિંહ તેને
ઠાર મારી નાખવા હુકમ કરે છે. કિશોર મૂ-
ર્છિત થઈ જાય છે.

---

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—મરાઓ દેવકન્યાને મારી નાંખવા જંગલમાં
લાવે છે, ધર્મવ્યાધ દયાથી દેવકન્યાને
મારતો નથી; દેવકન્યા ધર્મ વ્યાધને ઉપદેશ
આપી તેનો પૂર્વજન્મ બતાવે છે. અને જે
માતપિતાની સેવાથી તેનો ઉદ્ધાર થયો તેજ
માતાપિતાની સેવા કરી સ્વધર્મમાં કુશળ
રહેવા આજ્ઞા કરે છે અને પોતે પુરૂષ વેષે
પોતાના પિતાના આશ્રમમાં રહેછે. તાંત્રિ-
કના નાના બાળપર બગલી ચરકે છે તેથી
તે ક્રોધવેશમા શાપ દઇ બગલીને મારી
નાખે છે પણ પાછળથી પસ્તાય છે

પ્રવેશ ૨ જો—પ્રભાવવતીને તાન્ત્રિક ખબર આપે છે કે મેં
દેવકન્યાને મરાવી નાંખી છે. સ્વભાવે દુષ્ટ
ન હોવાથી પ્રભાવતીને આઘાત થાય છે
તેના દુઃખનુ કારણુ તેના માબાપ જુદું
સમજી કિશોર સાથે તેને પરણાવવા માટે
એકદમ નાળીયેર લઇને માણુસો મોકલે છે

પ્રવેશ ૩ જો—કેસરીસિંહે કિશોરને કેદ કર્યો છે કારણુ કે
તે દેવકન્યાના વિરહથી ગાડાઇમાં ગમે તે
કરી બેસવા તૈયાર થએલો હતો કિશોરને
લગ્ન કરવા તેનો બાપ સમજાવે છે, પણુ
સમજતો નથી છેવટે પિતૃઋણુ પૂરવા માટે
લગ્ન એ ધર્મ છે એમ સમજાવી પ્રભાવતીને
પરણુવા ફરીથી મોકલે છે

પ્રવેશ ૪ થો—કુવરની જાન ફરીથી એજ માર્ગે નીકળે છે
દેવકન્યા પાસે બ્રહ્મચારી ભિક્ષા માગવા
આવે છે ત્યા કિશોર પણુ આવે છે દેવકન્યા
પુરૂષ વેષે પતિ સેવામા રોકાય છે બ્રહ્મચારી
ગુસ્સે થઇ શાપ આપવા જાય છે ત્યા દેવ
કન્યા ગંગાને કાઠે પોતાની બ્હેનનુ ઝુપડુ
બળતું જોઈ પાણી છાટેછે તેથી તે ઝુંપડી
પર વરસાદ પડી બચી જાય છે બ્રહ્મચારી
આ વાતની પરીક્ષા જોવા વનમાળા પાસે
જાય છે. દેવકન્યાને જોઇ તેનીજ પાસે રહે
વાની કિશોરની ઇચ્છા થાય છે અને પરણુવા
જવા ના પાડે છે. દેવકન્યા વિના કિશોરને
ચેન ન પડવાથી કિશોરનો સામંત દેવકન્યાને

સાથે આવવા વિનતિ કરે છે તેથી દેવકન્યા સાથે જાય છે.

પ્રવેશ ૫ મો—ડોસાના મોટા દીકરાને તેની વહુ મોતી બાપની ચાકરી કરવા કહે છે તેથી તે વનમાં તપ કરવા જાય છે. તાન્ત્રિક રાજભયથી ન્હાસી જવાનું કરે છે ત્યાં ચોર રાજાના સિપાહીના વેષે તેનું દ્રવ્ય લૂટી લે છે

પ્રવેશ ૬ ઠ્ઠો—દેવકન્યા પરણતાં દંપતીને આશીર્વાદ આપવા રાજર્ષિને બોલાવે છે

પ્રવેશ ૭ મો—કિશોર તથા પ્રભાવતીના લગ્ન. રાજર્ષિ આવે છે સહુ ચકિત થાય છે

---

## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—ગંગાકાઠે તપસ્વીઓના બળેલાં ઝુંપડા, વનમાળાનું ઝુંપડું અખંડ છે. તપસ્વી વનમાળાને પગે લાગે છે. બ્રહ્મચારી ખરી હકીકત જાહેર કરે છે વનમાળા દેવકન્યાને મળવા જાય છે

પ્રવેશ ૨ જો—દેવકન્યા વનમાળાને સમજાવે છે કે સ્ત્રીએ પરણી પતિ સેવા કરવી એ ધર્મ છે પણ તારો કન્યાકાળ ગયો છે તેથી તને કોઇ નહિ પરણે. માટે સામા જતા જે મળે તે તારો પતિ એમ માન. સામો કોઢીયો તાંત્રિક મળે છે તેની સાથે વનમાળા લગ્ન કે છે.

પ્રવેશ ૩ જો—કિશોરને સ્વાભાવિક રીતે પ્રભાવતી ઉપર સ્નેહ આવતો નથી તેથી તેની પાસેથી ચાલ્યો જાય છે, પ્રભાવતી દેવકન્યાને આ બધા દુઃખનું કારણ સમજી તને પોતાના રસ્તામાંથી ખસેડવા ઝેર પી જવા કહે છે. દેવકન્યા પીવા જાય છે કે તુરત જ સ્વર્ગમાથી અપ્સરા આવી દેવકન્યાને ઉપાડી જાય છે

પ્રવેશ ૪ થો—ધર્મવ્યાધના ઘરમા બ્રહ્મચારીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરેછે । દીકરાઓ બાપની સેવા કરવા માડે છે

પ્રવેશ ૫ મો—પ્રભાવતીથી દુઃખભાર ન સહેવાવાથી ભર દરબારમા પોતાના પાપનો એકરાર કરે છે, તાંત્રિક આવી - નિર્દોષ છે અને દેવકન્યાનો ખરો ખૂની હું છુ એમ જાહેર કરે છે. રાજર્ષિ કિશોરને કર્મનિયમ સમજાવે છે તેટલામાં દેવકન્યા આવે છે તેના સમજાવવાથી કિશોર પ્રભાવતીનો સ્વીકાર કરે છે દેવકન્યા જાહેર થાય છે મેલાપ અને આનદ.



# દેવકન્યા

## નાટકનાં ગાયનો.

---

સૂત્રધાર—　　　　૧

 વ્યાપક શ્રી કૃષ્ણ ચરણ વંદન
જે મગળ મય મગળ અપે—વ્યાપક૦
ગીતા અમૃત સાગર સોહે
પાઉં અજત્રો પાન હું ભરી ભરી
દૈવી જ્યોત પ્રગટ ચિત્તમા
સહુએ નિજના ધર્મે ચાલે સુખ ફળફળશે—વ્યાપક૦

---

નટી તથા છોકરીઓ—　　૨

આવો પ્રિય ઉદય પામતું મંગળ પ્રભાત વધાવો
સુખના દિનની શરૂઆત થઇ
રજની દુઃખની દૂર નઠ્ઠાસી ગઇ
પ્રભુના કરૂણા છવરાઇ રહી
પ્રીતિની સરિતા ઉભરાઈ વહી છલકાઇ ગઈ—આવો૦

સખીઓ— ૩

સુખદ શુભ વિમલ ઋતુ
આવી ઋતુરાજ સખી

મલય વન પરિમલથી
મધુર મૃદુ પવન સખી—સુખદ૦

ભૃંગ ગુંજે કુંજે કોકિલ
બને વ્યાકુલ આતુર દીલ

જોતાં રસાલ કુસુમ ભર
વહે રસનું વહન સખી—સુખદ૦

—•—

સખીઓ— ૪

મુને ઘેલી કીધી છે નંદલાલે છેતયા છોગાળે
મુને મારી નયનોના બાણુ છેતયા છોગાળે

કોરા લીધુ છે એણે કાળજડુ મારૂં સખો
ભૂલી હું તો શાન ભાન છેતર્યા છોગાળે—મુને૦

સાખા

મુરલી મધુરી વાગતી વેધક નાદ અખંડ
મોહન મંત્ર સખી ભર્યો લોભાવે મુજ મન

આસો માસે અટપટો શામળીયાજીરે વ્હાલા
કૃષ્ણજી કાળુડો નાગ કોને ડસીયાજીરે વ્હાલા—મુને૦

—•—

દેવકન્યા— ૫

મુજ મનને લલચાવે
રૂડી અરૂણુ સમી મુખ કાન્તિ મધુર—મુજ૦
પૂર્વ જન્મની પ્રીતિ આઈ
પ્રાણુ થયા પ્રિયના રે
હું તો વારી ગઇ હા છબીલાની ઉપર—મુજ૦

૬

દેવકન્યા—પ્રભુએ કેવો બનાવ્યો સુંદર સર્વ સંસાર
ભર્યો છે જ્ઞાનતણો ભંડાર

વનમાળા—ફસાવા જાળ બીછાવી, આળ પંપાળ
ભૂલી ભમે નરનાર—પ્રભુએ૦

દેવકન્યા—સત્યનો માર્ગ સુખદ એ મને તો જણાય

વનમાળા—જાય, પાપને પંથે તું ધાય

દેવકન્યા—મને એ મોક્ષનું ધામ દેખાય

વનમાળા—ફસાઇ વિષય મોહના ફંદમાં તું તો,
સૂઝે ન સાર અસાર—પ્રભુએ૦

દેવકન્યા— ૭

અર્ધાંગે પાર્વતી
એક એવુ રૂપ અમારૂ
ભોગી મુજ સ્વરૂપ ભાવ
યોગ સ્વરૂપ શુદ્ધ પ્યારૂં—અર્ધાંગે૦

પ્રેમ યોગ ન ગણું ભોગ
ઉમાય વિષે રહું હું લીન
સમજે મુજ ગતિ જન જે
જલદી જગ થકી તારૂં—અર્ધાંગે૦



દેવકન્યા— ૮

લોભાવી એ લટકાળા
રઢીયાળા મરમાળા
પ્રિય અરપુ હૃદય વરમાળા—લો૦

કિશોર-દિવ્ય સ્વર્ગના તેજે ભરેલી
અંતરમા ધરૂ અમૃત વેલી

દેવકન્યા-મુજ કલ્યાણ તણી મૃદુ હેલી
એ....................મુજ વ્હાલા—લો૦



કુંવરી— ૯

ધરી સરસ સોળ શણગાર આજ
પિયુ કાજે હું મલપતી રે
વાહ બની જોબન મદવતી રે
કસકસીને ચોળી તંગ અંગમાં
નાજુક બદનની રે—વાહ૦
ચપળ નેનમાં સુંદર કાજળ
લાલી ગાલપર ખીલી રહી રે
વેણી આ નાગણ સમ ગુંથી
શોભા વદનની રે—વાહ બની૦

૧૦

મણિ—આવો કરો હાથ મેળાવો
લઈએ પરણ્યાનો લ્હાવો

બ્રહ્મચારી—અરીશ મા એ પડશે ઉપવાસ—

મણિ—જુઓ તો લગ્નમા કેવી મીઠાશ!

બ્રહ્મચારી—એ... .ખાટી ગધ્ધાની છાશ—આવો૦

મણિ—લગનથી સુખી સંસાર,
લગનથી જગત વહેવાર.
ભલા ઘરબાર, પ્યારા ભરથાર!

બ્રહ્મચારી—મારા તે પ્રણુ મ હજાર—આવો૦

---

તાંત્રિક—

૧૧

પ્રપંચ રચીને પાથરૂ જાળ
બનુ હું સતીનો કરમો કાળ
જોગણી સાધોને મંત્રી બાંધોને
રાજાને શંકામા નાખુ આ વાર—પ્રપંચ૦
જાઉં સ્મશાનમાં અંધારા ગારમા
લઈ આવુ બીજુ બાળક
નહીં કપે અ હાથ જ્યારે થાશે ઘાત એ બાળકની આજ
ઉડે લોહી છ રરરરરર
પાપીને ડંખે ન પાપ લગાર
જઇ ઝટપટ ખટપટ સટપટ હુ તો જગઉં
કરી લટપટ ચટપટ નટખટ તરકટી બની જાઉં
ચીરો ચરરર થરરર સરરર જીવથી મારૂં એને
ઠરે છાતી મારી ધર્ડુ કામ જ્યારે પાડુ હુ પાર.

દેવકન્યા— ૧૨

મને સ્વપ્ન આવે
પિયુ હસીને બોલાવે
હૃદય છાયે હેતે ઝુલાવે--એ-મને૦
કોમળ ચંદ્રધારા નેત્ર મીચાય મારા
પ્રીતમ થાય ન્યારા
શ્યામને છાયા શ્યામ છુપાવે
જીવન મારૂં ડુબાવે--મને૦

## અંક ૨ જો.

મારાઓ— ૧૩

આજ તો ત્રુઠયાંસે ભાઇ માતા દયાળી
માતા ભવાની સે દાતા અમારી
અંબા માવડી બૈસર માવડી
ભીડયુ અમારી ભાગે બરદાળી--આજ તો૦
રાણીજને મારી ભોગ દેવીને ધરાવહુ
ધનના તો ઢગલા આજે લઇ આવહુ
સૈયા બોલાવહું લ્હેરો ઉડાવહુ
ભેગાં મળીને હો કરહું ઉજાણી-- આજ તો૦

દેવકન્યા— ૧૪

ભાગ્યનો વિધાતા તું છો
તારો તું ત્રાતા રે
અન્ય ન કોઇ ઉગારે—

કર્મના ભરે જે ભારા
રાખજે હીસાબે તારા
તુજ ન્યાય દાતારે--અન્ય૦
સુખ દુઃખ ભુક્તિ મુક્તિ
સર્વ ભોગ્યની જે શક્તિ
તુજમા છે ભ્રાતા રે--અન્ય૦

દેવકન્યા— ૧૫

વીરા જગત તે જાણ્યુ કયો જન્મ સફળ
માયા મોહિનીની છાયા છે આ દશ્ય સકળ--વીરા૦
એક અવિનાશી પ્રભુ રમે સર્વ વિષે
ઓળખીને તેને ભાઇ
ભવજળ થકી તરી જાઓ પામો પદ એ વિમળ-વીરા૦

---

કિશોર— ૧૬

હાર હા પ્રિયાનુ કર્યું ના જતન
ગુમાવ્યું અરે હાથ આવ્યુ રતન-હાર૦
વહો હવે ભલે આંખથી પ્રાણ આ
શમે પાપનો તાપ દિલ ના જરા-હરિ૦

---

વડારણો— ૧૭

લગન લખજો ઉતાવળુ
મારા કુંવરને લાડીજીના કોડ પુરજો સાહેબા
તમે જાને તે વહેલા પધારજો રાજ
અને ચોપેથી જાનો જોવડાવજો રાજ
જતન કરીને મગાવજો

રૂડી કુંવર કાજે ઘેડલીની જોડ મંગા સાહેબા
તમે વીરાને વહેલા શણગારજો રાજ
અને ચોપેથી જાનો જોડાવજો રાજ.

દેવકન્યા— ૧૮

મેં તો પ્રેમની કફની ધરી-હાં ધરી.
પ્રેમની શેલી પ્રેમની શીંગો
પ્રેમની ઝોળી ભરી-હા- ભરી—મે તો.
પ્રેમ વિભૂતિ અંગે લગાવી
પ્રેમની માળા કરી—હા કરી—મે તો.



દેવકન્યા — ૧૯

ચલો પરણાવાને આવું વહાલા સંગમારે
પૂર્ણ ઉમંગમા રે—ચાલો૦
તન મન કીધાં અર્પણ તમને
આપ સુખી તે શાન્તિ અમને
સોંપ્યું જીવન તવ ચરણે ઉમંગમાં રે—ચાલો૦
વ્હાલભરો મુજ બ્હેની વધવું
આશિષ અંતરની વરસવું
થાઓ સુખી તમ જોડી પ્રેમ પ્રસંગમાં રે—ચાલો૦



દેવકન્યા— ૨૦

છવાય શ્યામ પ્યારાને શાંતિ છવાય?
અન્ય પ્યારી સંગે, વસે ખરા ઉમંગે—છવાય૦
નાથ જો સુખી થાયે,
તો જન્મ સાફલ્ય મારૂં ગણાયે
કથ અર્થે સમર્પી આ કાયરે સહાયરે—છવાય૦



નાચનારી—

૨૧

નજર મોહે લાગ'રે બાલાપનમેં
નજર માહે લાગી ચરન મોકે લાગીરે,
નજર મોહે લાગો બિરદ જોત જાગીરે--બાલા૦
દેહલી શહેરસે બેદ બુલાવો
નબજ દિખલાવો નજર ઉતરાવોરે--બાલા૦



## અંક ૩ જો

વનમાળા— ૨૨

સમજી લે મન મારાં
તું સમજી લે મન મારાં
ભલા તું સમજી લે મન મારા—(૨)
ધન વૈભવને વાડી વજીફા
અંતે તે નથી તારા—ભલા૦
માયા નચાવે તેમ શુ નાચે
ગણુ પ્રભુનાં પદ પ્યારા—ભલા૦

---

વનમાળા— ૨૩

હું જાઉં આજ સ્વામીની સેવા કરૂ
આજ સુધી અંધ બની ભૂલી સ્વધર્મ—આજ૦
સ્ત્રીનુ હૈયુ પ્રેમે ખીલે સદા
કામિનીને કંથ એજ શાન્તિનુ ધામ—આજ૦
બીજા તપ તે ફોકટ ફાફા
સાચું તપ સાચુ વ્રત સ્વામીનુ નામ—આજ૦

---

દેવકન્યા— ૨૪

સુંદરી રીઝાવો, આજ
શરણે અબલા આવેલી તેને
નાહક કા સતાવો—સુંદરી૦
પરદુઃખ પરિહરવુ વ્રત પ્રભુ એ આચરવુ
જીવન ઉચ્ચ ધર્યું તે કારણ પરને
વિશ્વ બધું સુખમા વસો
પ્રિય તવ ચિત્તમા આ ભાવો સમાઓ—સુંદરી૦

દેવકન્યા— ૨૫

અજબ છે શક્તિ પ્રીતિની
નથી એવી બીજી વ્હેની
જગત પોષે પ્રભુ પ્રેમે
જીવો પામે પ્રભુ પ્રેમે
અજબ એ યોગ એ શક્તિ
ખરૂ એ જ્ઞાન એ મુક્તિ—અજબ૦
પતિમા પ્રાણને પ્રોજે
હૃદયમા ઇશને જોજે
સકળ આશા સફળ થાશે
સદા કલ્યાણ ઉભરાશે—અજબ૦

વનમાળા— ૨૬

મારા ઇશ મારા જગદીશ્વર એ
ભજુ એને જપુ નામ માળારે—મારા૦
અબળા અમે તો પિયુજીના ચરણો
ચુમી ચુમી પાવન થાતા રે —ભજુ૦
જગની આ હોડી એકલા ન ચાલે
સ્વામી સાચા સુકાની અમારા રે—ભજુ૦

સખીઓ— ૨૭

મોહન વિરહે આલી હું દિવાની ફરૂ
આલી ગરજે ઘન ઘેરી હુ કયાં જઇ ઠરૂ—મોહન૦

સાખી

ગગન વસ્યો ઘનસ્યામ ને હૃદય વસ્યો ઘનસ્યામ
ચપળા પિયુ લપટી રહી હું લપટી રસધામ
બુંદ વરસે આલી નીર નેણે ભરૂ—મોહન૦

દેવકન્યા— ૨૮

પાપ કરી
નહિ ડરી જશય મનમાં
પ્રભુ તણી બ્હીક ન ધરી—પાપ૦

સુખને શાન્તિ મળે કયહાંથી કહિ?
કર્મ નિમશુ પ્રતિકૂળ મળતું
થાશે શુભ મનનો મળ તજાય—પાપ૦

---

ધર્મ વ્યાધ— ૨૯

એક સરસ વાત સમજાવું રે, સંતો પ્યારા૦
ગુરૂ ગમની કુંચી બતાવું રે સંતો પ્યારા.
કોઈ ગુપ્ત સુરતને સાધે
કોઇ યોગે ચિત્તને બાંધે
કોઈ જ્ઞાન વિચારે વધે રે—સંતો૦

કોઇ ભક્ત થઈ પ્રભુ ભજતા
કોઈ જગની માયા તજતા
કોઈ તપથી કાયા દમતા રે—સંતો૦

એ શોધ્યા મારગ ગરવા
કેવળ મનને વશ કરવા
આ ભવસાગરથી તરવા રે—સંતો૦

દેવકન્યા— ૩૦

વસી પ્રિયા ગગનમા,
રમી રહી એ અમરના વતનમા,
પિયુ પોકારે ઉતરે આ ભુવનમા જનમા—વસી

## સાખી

પ્રીતમની પાસે નથી, પ્રીતમથી નથી દૂર;
મ્હારી પ્રીતમ મય બની, પ્રિયા પિયુનું નૂર.
જઈ છુપાઈ હૃદયના સુમનમાં મનમાં—વસી૦

---

સર્વે— ૩૧

હૃદયરૂપી પુષ્પો આજે ખીલતા
જગમાં રચના કીધી કેવી મન મોહક
જોઈ એ આંખો ઠારીએ સહ—હૃદય૦
અમે તો નાજુક છોડ વિશ્વે ઉગેલા
ખીલવ હવે રસ પૂરીને
તુજ પ્રીતનું ટીપું અમીનું યાચીએ પ્રભુ
શિવ સહુનું કરજો કલ્યાણ—હૃદય૦



# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો મુંબાઇ ગુજરાતી મંડળીનો ઑફીસ મુકામ હો ત્યાંથી રોકડી કીમતે મળશે, વી પી. થી મોકલવામાં આવશે નહિ

૧ ચૌલાજ-સુંદરી.
૨ વિક્રમ ચરિત્ર.
૩ કામલતા
૪ મધુ-કેસરી.
૫ સુધા-ચંદ્ર.
૬ સ્નેહ-સરિતા.
૭ મેઘ-માલિની.
૮ આનંદ-લહરી
૯ પ્રતાપ-લક્ષ્મી
૧૦ કુલીન કાન્તા
૧૧ હરિશ્ચંદ્ર
૧૨ કનક-તારા.
૧૩ કુન્દબાળા
ચંદ્રા ૧૫ રાજબીજ
૧૬ મેવાડનો પ્રતાપીચંદ
૧૭ દુખી ભાઇ બ્હેન
૧૮ પ્રેમ કળા
૧૯ માનસિંહ-અભયસિંહ
૨૦ મૂળરાજ સોલંકી.
૨૧ સુંદર વેણી
૨૨ રસિક મણિ
૨૩ બારીસ્ટર
૨૪ રામ ચરિત્ર
૨૫ જયરાજ.
૨૬ પુષ્પસેન-પુષ્પાવતી
૨૭ નૃસિંહાવતાર
૨૮ તિલક કુમાર.
૨૯ કરણ ઘેલો.
૩૦ વીર મંડળ
૩૧ મોહિની
૩૨ જહાંગીરશા ગોહર
૩૩ અજબ કુમારી
૩૪ નળ-દમયંતી.
૩૫ લલિતા દુઃખદર્શક.
૩૬ લક્ષાધિપતિનો રમણ.
૩૭ મંગલનો રંગ
૩૮ હામે હસરત
૩૯ નેક અન્જામ
૪૦ જુમલ જુગારી
૪૧ નંદ બત્રીસી
૪૨ નવનશા હીરજી
૪૩ ચંદ્રભાગા.
૪૪ વસંત-પ્રભા,
૪૫ સંગતનાં ફળ.
૪૬ ત્રિયા લીલા
૪૭ તીરસ્મે ઉલ્ફત.
૪૮ કૃષ્ણ ચરિત્ર
૪૯ દેવકન્યા.
૫૦ નવલ-કુસુમ.
૫૧ ખાનદાને ગુલ.
૫૨ રામ-રતન
૫૩ શકુન્તલા
૫૪ ભદ્રાભામિની
૫૫ વિમળા
૫૬ હોંસીલી હીરા.
૫૭ શ્રી દેવી
૫૮ કનક-કિશોરી
૫૯ ગુમાન-તારા
૬૦ નાગમતિ.
૬૧ જહરી અંગુસ્તરી

બાપુલાલ બી નાયક.
મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક